ઓ૩મ

# સદ્ગુણી માતા ઉન્નતિનું મૂળ છે.

લેખક

ધીરજરામ ગોપાળસિંહ ઠાકોર

છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી. સુશીલાદેવી ઘનશ્યામલાલ ઠાકોરદાસ

નગર[illegible] ( સિંધ )

સંવત ૧૯૮૩ પ્રથમ વાર ત ૧ ૦૦

સ્ત્રીઓ માટે અમૂલ્ય.



સુરત લીમડાચોકમાં આવેલા 'નવયુગ' મુદ્રણાલયમાં ભાઇલાલ

જવેરભાઇ પટેલે છાપી.





# સદ્‌ગુણી માતા ઉન્નતિનું મૂળ છે.

કહે નેપોલીઅન દેશને કરવા આબાદાન,
સરસ રીત તો એજ છે કે દ્યો માતાને જ્ઞાન,

---

જેટલી બાબતોમાં રાજાને પોતાના રાજ્યનું રક્ષણ કરવાને લક્ષ આપવું પડે છે, તેટલીજ બાબતો પર પુરૂષને પોતાના ગૃહરક્ષણ માટે ધ્યાન આપવાનું હોય છે. તે કાર્ય માટે રાજાનું મુખ્ય

સાધન મંત્રી હોય છે, જો મંત્રી મંત્રને જાણનાર ન હોય તો રાજા રાજ્યનું રક્ષણ કરવાને સમર્થ થઇ શકતો નથી, પરંતુ મંત્રી પોતાના મંત્રમાં નિપુણ અને યોગ્ય હોય તો રાજ્યની શોભામાં વધારો કરે છે, અને પ્રજાને સુખી કરે છે. આ વાતની પુષ્ટિ માટે મહારાજા ભર્તૃહારના નીતિ-શતકનું વચન છે કે—" दौर्मन्त्र्यान्नृपतिर्विनश्यति " જો રાજ્યતંત્ર દુષ્ટ મંત્રીના હાથમાં મુકવામાં આવે તો નૃપતિનો નાશ થાય છે!

પુરૂષોએ દ્વેષથી, દુરાગ્રહથી, અથવા નીચ અને હલકી વાંચ્છા પુરી પાડ વાના સબબથી હમને સમજાતું નથી કે શા માટે સ્રીઓ જે ગૃહરૂપી રાજ્યનો મંત્રી છે તેને મુર્ખ રાખવામાં " स्रीशूद्रौनाधीयाताम् " અર્થાત્—સ્રી અને શૂદ્રોએ વિદ્યા ન શીખવી જોઇએ, ઇત્યાદિ શ્રુતિવાકય છે, એવો અભિપ્રાય જનસમૂહમાં ફેલા-વવા માટે પ્રયાસ કર્યો છે. ( ખાડો ખોદે તે પડે ) તે કહેવત પ્રમાણે હમે હમારા પગમાં જ કુહાડો માર્યો, અમે ગૃહરૂપી રાજ્યના રાજાઓએ મંત્રા-

ઓને મૂર્ખ રાખ્યાં. અને તેથીજ અમે પોતે પદ-ભ્રષ્ટ થયાં અને રાજ્ય પાયમાલ થયું. ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે કે પ્રાચીન સમયમાં સ્ત્રીઓ વિદ્યા અને જ્ઞાન સંપન્ન હોઇને પુરુષોને હરેક કાર્યમાં સહાયતા કરતી હતી, બલ્કે સુલભા, ગાર્ગી મદાલસા ઇત્યાદિ સ્ત્રીઓ એવી વિદ્વાન હતી કે રાજસભામાં શાસ્ત્રાર્થો અને વાદવિવાદ કરીને પંડિતોની પદ્વિઓ સંપાદન કરી હતી. તેની સંતતિ આજે અભણ અને મૂર્ખ રહેવાથી સ્ત્રીઓનું જીવન સાંપ્રત સમયમાં ત્રાસદાયક થઇ પડયું છે! જે ગૃહસ્થાશ્રમ એક વખતે ગુરૂરૂપ માતાઓ (આચાર્યા)ના અસ્તિત્વને લીધે (મોક્ષ) જે ચાર પુરૂષાર્થમાંનો એક મહાન પુરૂષાર્થ ગણાય છે, તે મોક્ષને પ્રાપ્ત કરાવનાર હતો, તેજ ગૃહસ્થાશ્રમ આજે કલેશનું મૂળ અને દાવાનળ દુઃખનો પ્રગટ કરનાર થઇ પડયો છે. હજી પણ ચેતીને 'જાગ્યા ત્યાંથી સવાર' ગણીને પ્રયત્ન કરવામાં આવે તો પુનઃ આર્યાવર્ત ઉત્તમ દશામાં લાવી શકાય છે, પરંતુ મનુષ્યો નીચ સ્વાર્થને વશ થઇને શું શું વિટંબના ઉભી કરે છે તેની કાંઇપણ હદ રહેતી નથી!

એવા એવા નરે બહાદુર પડયા છે કે, સ્ત્રીઓ વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવાની અભિલાષા રાખતી હોય તો તેને સતાવવામાં કાંઇપણ ન્યુનતા રાખતા નથી. 'હું ધણી છું' મારી આજ્ઞા વિના મારી ઇચ્છા વિરૂદ્ધ તમારાથી જ્ઞાન સંપાદન થઇ શકેજ નહી, એમ ધણીપણું સાબીત કરવામાં, અને પુરાણોના થોથાં ઉથલાવી અનેક ખોટા પ્રમાણો બતાવવામાં પોતાની શુરવીરતા અને બહાદુરી બતાવીને અબળાની સામે મુછો મરડે છે! ઓ સુધારકો! તમારો કહાડો ઘેર હોય તો આવા શુરવીરોની સહાયતા લેજો. નહીતર તમારા સુધારાને કુધારા કહી તમને વગોવી વિઘ્નરૂપી રાક્ષસ જેવા શરીર ધારણ કરી અનેક જાતની અડચણો ઉભી કરવામાં આ નરબહાદુરને બાયલા સમજશો નહી. એવા બહાદુરો ગૃહસ્થાશ્રમના નિયમો વિરૂદ્ધ વિષમી બનાવવાને અને સીધે રસ્તે ન જવા દેવાને જે જે આજ્ઞાઓ કરે તે મુંગે મોઢે સહન કરવાને અને તેમાં સ્ત્રી જો પોતાનો સ્વતંત્ર મત આપવા જાય તો ચુપ! પતિજ ઇશ્વર છે? એ શાસ્ત્રોની પવિત્ર

આજ્ઞાનો ગમે તેમ ઉપયોગ કરી પોતાના સ્વાર્થ નિમિત્તે તે વાપરીને સ્રીને ઉતારી પાડવાને કેવાં કેવા પ્રયત્નો કરે છે, તેનું વર્ણન આપતાં હમારૂં હૃદય કંપે છે!

હમે તો સ્રીઓને જ અરજ કરીએ છીએ કે દેવીનું સ્વરૂપ ધારણ કરો અને પુરૂષોના પ્રમાદ અને આળસરૂપી રાક્ષસોનો સંહાર કરવાને તત્પર થાઓ. શું? પતિ પોતાના પ્રમાદથી કોઇ રસ્તો ભુલતો હોય તો, સ્રીનો હક નથી કે તે પતિને ધર્મથી પતિત થતાં બચાવે? અત્યારે આપણો દેશ એવા અંધકારમાં પડયો છે કે હમારા વિદ્રાનો અને જ્ઞાનવાનો તે અંધકારનો નાશ કરવાને અનહદ પ્રયત્ન કરી રહ્યાં છે, છતાં પણ તે ભયંકર અંધકારનો નાશ થઇ શકતો નથી. જ્યાં સુધી સ્રીઓને વિદ્યા જ્ઞાનાદિ સંપન્ન કરીને ગુરૂની પદ્રિ આપવામાં આવે નહી ત્યાં સુધી ગૃહસ્થાશ્રમમાં આનંદની પ્રાપ્તિ અને આપણી ઉન્નતિ થવી અસંભવિત છે. કારણ કે માતાઓ ગુરૂ બનવાને લાયક નથી ત્યાં સુધી ખરા પુરૂષો પેદા થઇ શકતા

નથી. કદાચ આપણે એમ માનીએ કે વિદ્યાના અભાવે માતાઓ વર્તમાન સમયમાં ગુરૂપદને લાયક નથી, તો આપણે માનવું પડશે કે આર્યાવર્તમાં પુરૂષો વસતા નથી. જ્યારે આ દેશ માતાઓને ગુરૂ બનાવવાના પ્રયત્નમાં લાગી જશે, ત્યારે જેને પુરુષો કહેવામાં આવે છે તેની ઉત્પત્તિ પણ થતી જશે, અને જ્યારે સર્વસંપન્ન પુરુષો ઉત્પન્ન થશે ત્યારે જે દેશની ઉન્નતિ કરવાને અનેક મુશ્કેલીઓ નડે છે, તે સ્વતઃ વગર પ્રયાસે નિર્મૂળ થઇ જશે ? સંસારમાં પરમેશ્વરે અમૃત અને ઝેર બે પદાર્થો ઉત્પન્ન કર્યા છે, અમૃતનો અતિશય ઉપયોગ કરવાથી તે ઝેરની અસર કરે છે, અને ઝેરને વિધિ પ્રમાણે ઉપયોગ લેવાથી તે અમૃતના જેવો ગુણ આપે છે, અને ભયંકર અસાધ્ય રોગોથી મનુષ્યોને બચાવે છે, સ્વાદીષ્ટ પકવાનો અને મધુર ફળો ઈત્યાદિને અમૃતની ઉપમાં આપવામાં આવી છે, તેમજ સ્ત્રીઓને અમૃતના કુંડની ઉપમાં કવીઓએ આપી છે. જો એ અમૃતને વિધિવત્ સેવન કરવામાં આવે તો તેનાથી પુરુષો ખરાં સુખની પ્રાપ્તિ કરી

શકે છે, પરંતુ તેના સ્વાદને વશ થઇને હદ ઉપરાંત તેનું સેવન કરવામાં આવે તો પછી તેજ અમૃત વિષની ગરજ સારે છે?

સ્ત્રી પુરુષનો સંબંધ પણ અમરત્વને પ્રાપ્ત કરાવનાર છે, પણ તે ક્યારે? કે બન્ને સુશિક્ષિત હોય. અરસપરસ પોતાની ફરજ શું છે તે સમજતાં હોય, શા માટે બન્નેનો સંબંધ થયો છે તેનો વિચાર બન્નેએ કર્યો હોય, સંસારમાં આપણું કર્તવ્ય શું છે કે જે કરવાથી આપણુ જીવન અમૃતમય થય. ઈત્યાદિ એવી અનેક વાતોને ધ્યાનમાં રાખીને બન્ને જણ જ્ઞાનામૃતનું પાન કરવાને પરમપુરુષાર્થ કરે તોજ તેઓનું જીવન અને સંબંધ અમૃત કરતાં પણ વિશેષ અમરત્વને પ્રાપ્ત કરી શકે છે.

તેનાથી ઉલટું કેવળ વિષયવાસનાની તૃષ્ણામાં મચ્યા રહી સુખ અને આનંદની આકાંક્ષા રાખતા હોય તેનું પરિણામ કેવું આવે છે, તે કેહેવાની જરુર રહેતી નથી?

આ સંસારમાં સ્ત્રી અને પુરૂષને પેદા કરનાર સ્ત્રી છે, તો બન્નેના વચમાં પરસ્પર પ્રેમની ગાંઠ કેમ બંધાય, તે શિખવનાર સ્ત્રી સિવાય બીજું કોઈ શક્તિમાન નથી? બાલ્યાવસ્થામાં બાળકોના હૃદયમાં પ્રેમના બી રોપવાં એ અનુભવી માળીનું કામ છે; અને આ સ્થળે માળીનું કામ કરનાર સ્ત્રી છે, બાળકોની હૃદયરૂપી જમીનમાં પ્રેમરૂપી બી માતાઓના ઉપદેશરૂપી પાણીદ્વારા સિંચન કરવાનું છે, એ કેટલું મુશ્કેલ કામ છે. પહેલા બુદ્ધિપૂર્વક જમીનને તપાસવી જોઇએ કે તે પોચી બરડ કે કઠણ છે જ્યારે ઠીક ઠીક જમીનની પરિક્ષા થયા પછી બી રોપવાનો પ્રકાર શોધી શકાય છે. અને ત્યાર પછી કયારે કયારે થોડું અથવા વિશેષ ઉપદેશરૂપી પાણીનું સિંચન કેમ કરવું તે યુક્તિ વિદ્યા અને જ્ઞાનવાન માતાજ જાણી શકે છે? આટલી મોટી ફરજ જ્યારે સ્ત્રીઓની છે. તો કહેવું પડશે કે પુરૂષ કરતાં સ્ત્રીનો દરજ્જો શ્રેષ્ટ છે? માનવ ધર્મ શાસ્ત્રમાં વિદ્યવાન સ્ત્રીની પંકિત શ્રેષ્ટ ગણવામાં આવી છે.

उपाध्यायान्दशाचार्य आचार्याणांशतं पिता ।

सहस्रतु पितृन्माता गौरवेणातिरिच्यते ॥

અર્થાત્ દશ ઉપાધ્યાયની બરાબર એક આચાર્યને ગણી શકાય છે, પિતા સો આચાર્યની ગરજ સારે છે, અને માતા ગૌરવ સહિત હજાર પિતા કરતાં વિશેષ છે?

આ ઉપરથી સમજી શકાય છે કે, સ્ત્રીઓના હાથમાં જ સામાજીક ઉન્નતિરૂપી નોકાનું સુકાન છે, માટે જો સ્ત્રીઓને વિદ્યા અને જ્ઞાનથી વિભૂષિત કરવાની કોશીશ કરવામાં ન આવે તો, મુર્ખ સુકાની પોતાની નોકાને કઇ દિશામાં હાંકવી તે જાણતો ન હોવાથી, જરુર તે નોકાને ખડક સાથે અથડાવી ને ચુરેચુરા કરશે?

બંધુઓ? આ દીલસોજી ભરેલી વિનતીને ધ્યાનમાં લઇને સુકાનીઓને તેના યોગ્ય વૈદિક શિક્ષણ દ્વારા વિદ્વાન બનાવી સંસાર સાગરમાં નિર્ભયતાથી મુસાફરી કરી શકશો?

વર્તમાન સમયમાં પ્રેમના બદલે પૈસા વડે સ્ત્રી પુરુષોનો સંબંધ સાધવામાં આવે છે, તે સ્થળે વ્યવહારની યોગ્યતા કાંઈ જુદીજ જોવામાં આવે છે, સમયનો પણ અલૌકિક મહિમા છે. એક વખત એવો હતો કે જ્યારે સ્ત્રીઓ પુરુષોની અનેક વિદ્યામાં પરીક્ષા કરીને સંસારરૂપી મહાસાગરને ભેદવા માટે નાવ તરીકે સ્વીકારતી હતી! તેજ સ્થળે આજે માતાપિતા કેવલ ધનને માટે સ્વદુહિતાને દાવાનળ-રૂપ વૃદ્ધ વરને વેચે છે. તેમજ સ્ત્રીઓ પણ ધનને સર્વસ્વ સમજીને આભુષણ અને સમૃદ્ધિથી લોભાઇને ધનવાન પતિને પ્રસન્ન કરવા બળાત્કારે પ્રેમ બતાવવાનો પરિશ્રમ કરે છે, એટલે વિકારોના વિલાસમાંજ આજે વ્યવહાર વેચાઈ ગયો છે! જે દેવીના નામથી નામાંકિત હતી તે સ્ત્રીઓ આજે વ્યવહારના બજારનાં લિલામમાં નામાંકિત થતી જોવામાં આવે છે. જે ગૃહસ્થાશ્રમ ઉત્તમ ગૃહીણીના આશ્રયથી આનંદ-ગણાતો હતો તેજ ગૃહસ્થાશ્રમ આજે કલેશકંકાસમાં વિનાશ પામતો વિકટ દશાને ધારણ કરી રહ્યો છે! માટે હે બંધુઓ પ્રેમની પવિત્ર જ્યોતિના

તેજ વડે સંસારમાં પોતાના શુભ કર્તવ્યથી સ્ત્રીઓને શૃંગારની સફાઈમાં મગ્ન કરવાનું માંડીવાળીને પરમકૃપાળુ પરમેશ્વરે પ્રાપ્ત કરેલ જ્ઞાનેન્દ્રિય દ્વારા જ્ઞાનરૂપી શૃંગારમાં નિમગ્ન થવાનું શિખવી તેને જ્ઞાની અને વિદ્વાન બનાવો! યાદ રાખજો કે "વિષયાનંદ" કરતાં "જ્ઞાનાનંદ" હજાર ઘણો ઉત્તમ છે!

સ્ત્રીઓ સદ્‌વિદ્યા પ્રાપ્ત કરી સદ્‌બોધ ગ્રહણ કરવાથી શિયળનું રક્ષણ પણ કરી શકે છે. સંસારમાં પૈસા અને પુત્રપુત્રીઓ કે વૈભવ પ્રાપ્ત કરવાથી જીવન આનંદમય થઈ શકતું નથી, પરંતુ તે દરેક પદાર્થોનો ઉપયોગ કરવાની સદ્‌બુદ્ધિ જ્યાં સુધી પ્રાપ્ત કરવામાં આવે નહિ ત્યાં સુધી એ સર્વ સાધનો જીવનને પ્રતિકુલ ભાસવાથી દુઃખરૂપ લાગે છે.

જે વ્યાપારી વ્યાપારનો આરંભ કરવા પહેલાં તેના ગુણદોષનો અભ્યાસ કરે નહી તે વ્યાપારીની આગળ પર પરિસ્થિતિ કઢંગી થઈ જાય છે, તેજ પ્રમાણે સંસાર રૂપી બજારમાં "સંતાનોત્પત્તિ"ના

વ્યાપાર કરનાર ગૃહસ્થાશ્રમ રૂપ પેઢીના ઉઘાડતા મહેલાં માતા પિતા રૂપ વ્યાપારીઓએ, વ્યાપારના ગુણદોષથી યોગ્ય રીતે પરિચીત થવું જોઇએ. તે જ્ઞાન પ્રાપ્ત કરવામાં સ્ત્રીઓ પ્રમાદ કરશે તો પુરૂષો કરતાં તેમની સ્થિતિ ઘણી કફોડી થવા સંભવ છે. અટકે વર્તમાન સમયમાં એવી અનેક સ્ત્રીઓની શોચનીય અવસ્થા આપણે જોઈ શકીએ છીએ, માટેજ ગૃહીણીઓને ગૃહસ્થાશ્રમ રૂપી વ્યાપારનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાની ખાસ જરૂર છે. કારણ કે પુરૂષ વ્યાપારી તો સ્ત્રીઓને પોતાની વાસના તૃપ્તિ અને ગમે તેવાં સંતાનોત્પત્તિનું સાધનજ સમજી બેઠાં છે.

પુત્રીઓ, ભગિનીઓ અને માતાઓ તમે યાદ રાખજો કે જે જે મહાપુરૂષો પૃથ્વી પર ઉત્પન્ન થયાં છે તે વિદ્યવાન ગુણવાન અને પવિત્ર ભાવનાથી પ્રજોત્પન્ન કરનારી સાધ્વી માતાઓની કુંખે જ ઉત્પન્ન થયાં છે. માટે સદગુણી પ્રજા કેમ ઉત્પન્ન થાય તે તરફ આપનું ધ્યાન ખેંચવાની ખાસ જરૂર છે?

૧—તમારે વિચારવું જોઇએ કે મારૂં શરીર બળવાન પ્રજા ઉત્પન્ન કરવાને યોગ્ય છે કે નહી ?

૨—મારૂં મન શુભ વિચારો દ્વારા મારી પ્રજાને સત્યાચરણનો ઉપદેશ પુરો પાડી શકશે કે નહી ?

૩—મારો આત્મા મારી ભાવિ પ્રજાને વિદ્યા, તપ, અને નિર્ભયતાનું બળ પુરૂં પાડી શકશે કે કેમ ?

ઉપરની ત્રણ બાબતનો વિચાર સ્ત્રી અને પુરૂષોએ જરૂર ધ્યાન પૂર્વક પોતાના મનમાં રાખવાની ખાસ જરૂર છે, કારણ કે ઉત્તમ સંતતિજ ગૃહસ્થાશ્રમ રૂપી વ્યાપારનું ઉત્તમ ફળ છે. રોગી, દુર્ગુણી વ્યભિચારી અથવા પ્રમાદી સંતાનો પૃથ્વી પર અને ગૃહસ્થાશ્રમના કલંક રૂપ છે, માટે હે માતાઓ ભગિનીઓ અને દેવીઓ તમારી ભાવનાના ભંડાર રૂપ તમારાં સ્વસંતાનો શારીરિક માનસિક અને આત્મિક ઉન્નતિનો મુખ્ય આધાર તમારા પોતાના ઉપર છે, એટલે તમારા ઉત્તમ પ્રયત્નો સિવાય દેશ, જાતિ કે સમાજની ઉન્નતિ થવી અસંભવિત છે ? ઇત્યોમ્

# સ્મરણમાં રાખવા જેવી સૂચના



ભૂતકાળના ઇતિહાસના પૃષ્ઠો પર જે જે નરરત્નો પોતાની અમર કીર્તિ પ્રકાશી રહ્યા છે, તે સર્વ સદ્‌ગુણી માતાઓનોજ પ્રતાપ કહી શકાય છે.

ભવિષ્યકાળને માટે વાસનાના વિહારોને વિસારીને ઉત્તમ સંતતિના આદર્શને ઉન્નત ક[illegible] માટે દેવીઓને દિવ્ય જ્ઞાન આપી બ્રહ્મચર્ય વિધિવંત્ પાલન કરાવીને નાશકારક કુરીવાજોનું ઉચ્છેદન કરવામાં આવે તોજ હિંદુજાતિની દુર્દશા દૂર થઈ શકે.

